# દેશને ખાતર

## દેખાવ ૧ લો

(એથેન્સ શહેરથી થોડે દૂર દરિયાકિનારે એથેનિયન લોકોની મેદની જામી છે. એક મોટા સભામંડપમાં એથેનિયનો અગાઉ દેશનિકાલ કરેલા ડેમોસ્થેનીસને હર્ષથી આવકાર આપવા ભેગા થયા છે. સભામંડપ ચિકાર ભરાઇ ગયો છે. વચ્ચે ઊંચા માંચડા ઉપર બે જ આસનો છે; એક એથેનિયન પ્રજાના પ્રમુખનું અને બીજું ડેમોસ્થેનીસનું.)

**પ્રમુખ**—ભાઇઓ ! આજે આપણા હર્ષનો પાર નથી; કારણકે આપણા આમંત્રણને માન આપી આપણો માનીતો વીર ડેમોસ્થેનીસ પાછો આવ્યો છે. ઉદાર દિલના વીર પુરુષો અપકાર સામું જોતા નથી; વીર ડેમોસ્થેનીસે પણ આપણે જે જે અપકારો એના ઉપર કર્યા હતા, તે બધા ભૂલી જઇને પોતાનું સાચેસાચું ઉદારપણું દેખાડી આપ્યું છે. આજે આપણને ડેમોસ્થેનીસ જેવા વીર વક્તાની બહુ જરૂર છે. આપણા દેશને આપણે ફરી જાગતો કરવો છે. આજે આપણો મોટો શત્રુ સિકંદર મૃત્યુ પામ્યો છે, એટલે આપણે ચીવટથી ને ઉત્સાહથી આપણા દેશની આબાદી ફરીથી કરી લેવી જોઇએ. (લોકોની મેદનીમાંથી મોટો અવાજ આવે છે—"જરૂર કરીશું; ડેમોસ્થેનીસનો જય !") જરૂર કરીશું એની મને પણ ખાતરી છે, કારણકે ડેમોસ્થેનીસ આપણી સહાયમાં આવી ઊભો છે. ( ફરી મેદનીમાંથી અવાજ ઊઠે છે—"ડેમોસ્થેનીસનો જય !") હું તમારા

બધાયની વતી ને મારી વતી ડેમોસ્થેનીસને ખરા અંતરનો આવકાર આપું છું, અને ખાસ વિનંતિ કરું છું, કે તે આપણી ભૂતકાળની ભૂલોને વીસરી જાય. (લોકોની મેદનીમાંથી અવાજ સંભળાય છે—"વીસરી જશે, વીસરી જશે; ડેમોસ્થેનીસનો જય !") હવે હું આપણા માનીતા વક્તાને બે શબ્દો બોલવાની વિનંતિ કરું છું, કારણકે હું જાણું છું, કે તમે બધા એની વાણી સાંભળવાને ક્યારના ઊંચા નીચા થઈ રહ્યા છો.

(પ્રમુખ આસને બેસે છે; અને ગગન ભેદી નાખે એવો મોટો તાળીઓનો અવાજ થાય છે. પછી ડેમોસ્થેનીસ ઊભો થાય છે, અને ફરી એવીજ તાળીઓથી લોકો એને વધાવી લે છે.)

**ડેમોસ્થેનીસ**—પ્યારા ભાઇઓ ! મારા વહાલા વતનના દેશભાઇઓ ! મારી પ્યારી એથેન્સના એથેનિયનો ! હું મારો હર્ષ વર્ણવી શકું તેમ નથી. હજી તો ગઈ કાલે હું ફકીરી હાલતમાં

રખડતો હતો; મારા દેશના પગ ધોતા દરિયાને કાંઠે કાંઠે હું આથડતો હતો; ખારા સમુદ્રની ભરતી ને ઓટ જોતો જોતો મારી દશા ઉપર વિચાર કરતો હતો; વતન યાદ આવતાં—મારી પ્યારી માતૃભૂમિ યાદ આવતાં—મારી આંખો- માંથી બોર બોર જેવડાં આંસુ સમુદ્રનાં પાણીમાં ભળતાં હતાં. પણ આજે! અરે! આજે તો બાદશાહને પણ ન મળે એવા મીઠા આવકારના સમુદ્રને કાંઠે ઊભરાતી ભરતીમાં નાહી રહ્યો છું.

પ્યારા ભાઇઓ! તમે ને મેં આ દેશનાજ રસકસ ચૂસ્યા છે. આ શરીરના લોહીને ટીપે ટીપે આ દેશનું લૂણ ભળેલું છે. એ લૂણ હલાલ કરનારા જીવે છે, મૃત્યુ પછી પણ જીવે છે; પણ એ લૂણ હરામ કરનારા તો જીવતાજ મુએલા છે.

પ્યારા દેશભાઇઓ! આજે તમારી પાસે એકજ સવાલ ઉકેલ માગી રહ્યો છે; તમે દેશની ખાતર છો, કે દેશ તમારી ખાતર છે? મારી ખાતર દેશ છે, એમ કહેનાર ઘોર પાપી છે, દેશદ્રોહી છે,

સમાજદ્રોહી છે. દેશની ખાતર હું છું, એમ કહેનારજ દેશપ્રેમી છે, એમ કહેનારજ સાચો સમાજપ્રેમી છે.

આજે આપણી માતૃભૂમિ આવા દેશપ્રેમીઓને હાકલ કરી રહી છે. મારા પ્યારા ભાઇઓ ! માતૃભૂમિની સેવા કરવાની આજે ખરી તક આપણને સાંપડી છે. આગળ પડશે તે જય ને કીર્તિ પામશે, જે પાછળ રહેશે તે ફિટકાર પામશે.

આજે, પ્રમુખ સાહેબે કહ્યું તેમ, આપણા દેશનો દુશ્મન—સારી દુનિયાને જીતનાર—સિકંદર હયાત નથી; પણ એથી એમ ન માની લેશો, કે આપણે મુશ્કેલીઓ વટાવી ગયા છીએ. સિકંદર ગયો, પણ એની પાછળ એ વેરનો અગ્નિ સળગતો રાખીને ગયો છે. હજી મેસિડોનિયનો આપણને જંપીને બેસવા દે, એમ હું નથી માનતો. માટેજ કહું છું, કે આપણે હવે કમર કસીને કામ નહિ ઉપાડીએ, તો આપણી માતૃભૂમિને ભયમાંથી મુક્ત કરી શકવાના નથી. માટે મારા એથેનિયન વીરો તમે તૈયાર થઈ જાઓ; તમારો દેશ તમને હાકલ કરે છે. ( લોકોમાંથી અવાજ—"તૈયાર છીએ; તૈયાર

છીએ.") પણ આ તો મોતની તૈયારી કરવાની છે, એ સમજ્યા છો ને? (જવાબમાં—"હા, હા" નો અવાજ સ્પષ્ટ સંભળાય છે.)

ભાઈઓ! આજે હું વધારે બોલી શકું તેમ નથી; કારણકે તમારા આ શાહી આવકારથી આજે મારા અંતરમાં હર્ષનો ડૂમો ભરાયો છે. બોલતાં બોલતાં મારો સાદ પણ ઠરડાઈ જાય છે, કારણકે મારું અંતર તમારા પ્રેમમાં એટલું તરબોળ થઈ ગયું છે, કે વાણીને પણ બહાર નીકળવાને બદલે અંતરમાંજ સમાઇ જવાનું મન થાય છે.

હવે તો આપણે અનેક વેળા મળીશું, ને બોલીશું. આજે તો તમારા આટલા બધા ઉપકારના ભારથી બેસી જવાનુંજ પસંદ કરું છું.

(ડેમોસ્થેનીસ બેસે છે, ને લોકો તાલીઓનો ગડગડાટ ને "ડેમોસ્થેનીસનો જય!"ના ગગનભેદી પોકારો કરે છે.)

**પ્રમુખ**—ભાઇઓ! આજની સભાનું કામ પૂરું થયું છે. (લોકો "ડેમોસ્થેનીસનો જય!" બોલાવતા વિખરાઈ જાય છે.)

## દેખાવ ૨ જો

( મેસિડોનમાં સિકંદરના મૃત્યુ પછી સૈન્યના સરદારો કેટલીક વાટાઘાટ કરવા એકઠા મળ્યા છે. બધા સરદારોનો ઉપરિ એન્ટીપિટર છે; અને રાજકારભારનો બધો બોજો પણ એને માથેજ છે.)

**એન્ટીપિટર**—સરદારો ! આજે આપણે બહુ અગત્યને કામે એકઠા થયા છીએ. આપણા મહાન સરદાર શહેનશાહ સકંદરના એકાએક મૃત્યુથી આપણા રાજ્યને ભારે ફટકો પડયો છે.

**એક સરદાર**—શહેનશાહ સિકંદર તો સિકંદર હતા. જરા વધારે જીવ્યા હોત, તો આખી દુનિયાને વશ કરી લેત.

**બીજો સરદાર**—દુનિયાને વશ કરવામાં બાકી શું રાખ્યું છે ?

**ત્રીજો સરદાર**—કશુંજ નહિ. ઠેઠ હિન્દ સુધી તો હાક વગાડી દીધી છે.

**એન્ટીપિટર**—હા; એ બધી વિજયની કથા તો દુશ્મનો પણ ચકિત થઇને સાંભળે છે.

**એક સરદાર**—૩૨ વર્ષની ઉમરમાં આટલું બધું કામ કરી બતાવવું, એ તો અજબ કહેવાય.

**બીજો સરદાર**—એ તો કોઈ દેવાંશી પુરુષ હોય, તેજ કરી શકે.

**એન્ટીપિટર**—પણ સરદારો! આજે આપણા દુશ્મનોને વશ રાખવાનું કામ બહુ ભારે છે. સિકંદર જતાં, એ બધા દુશ્મનો પોતાને સ્વતંત્ર થયેલા માને છે.

**એક સરદાર**—પણ આપણે એ બધાને દાબીને નીચે નહિ બેસાડી દઇએ?

**બીજો સરદાર**—માથું ઊંચક એને મારીને બેસાડી દઈશું.

**ત્રીજો સરદાર**—આપણી સામે માથું ઊંચકે એવા કોણ છે, એ તો મને બતાવો.

એન્ટીપિટર—એવા છે, એ બતાવવાજ આજ મેં તમને ભેગા કર્યા છે. એથેનિયનો તો બહુ ઉલ્લાસમાં આવી ગયા છે; અને આપણી સામે શીંગડાં માંડવા પણ શરૂ કરી દીધાં છે.

એક સરદાર—હેં ! શું ખરી વાત છે ?

એન્ટીપિટર—હા; એ લોકોએ ડેમોસ્થેનીસને પાછો બોલાવી પણ લીધો !

એક સરદાર—એને તો દેશનિકાલ કર્યો હતો ને ?

એન્ટીપિટર—હા; પણ એથેનિયનોએ જાણ્યું, કે ડેમોસ્થેનીસ વિના લોકોને પાણી ચડાવીને આપણી સામે ઉશ્કેરે એવો બીજો કોઈ નથી.

એક સરદાર—તેથીજ એને પાછો તેડયો, એમ કે ?

એન્ટીપિટર—હા; અને ડેમોસ્થેનીસે એ કામ કયારનું શરૂ પણ કરી દીધું છે.

એક સરદાર—તો હવે આપણે પણ એ એથેનિયનોને દાબી દેવાનું કામ શરૂ કરી દઇએ.

એન્ટીપિટર—હું પણ એજ કહું છું. ઊગતા રોગને ને શત્રુને તો મૂળમાંથીજ દબાવવા જોઇએ.

એક સરદાર—આપણે તૈયારજ છીએ; હુકમ કરો એટલીજ વાર છે.

એન્ટીપિટર—આપણું સૈન્ય તૈયાર કરવાનો હું આજે હુકમ કાઢું છું; અને મારી એવી ઇચ્છા છે, કે મારે જાતે એ સૈન્યની સરદારી લેવી.

એક સરદાર—વાહ ! મધથી વધારે મીઠું શું ?

એન્ટીપિટર—આ વાતનો નિર્ણય કરવાજ મેં તમને ભેગા કર્યા હતા; અને એ નિર્ણય થઈ ગયો છે, તો હું હવે એથેનિયનોની ખબર લેવાની તૈયારી કરવાને જાઉં છું. મારે જેમ બને તેમ જલદીથી ચડાઈ લઇ જવી છે.

એક સરદાર—અમે બધા પણ તમને મદદ આપવાને તૈયારજ છીએ.

એન્ટીપિટર—મને એ બાબતનો સંપૂર્ણ વિશ્વાસ છે.

(એન્ટીપિટર ઊઠે છે, અને એની પાછળ સર્વ સરદારો પણ ઊઠે છે.)

૧૪૯૯૯

## દેખાવ ૩ જો

(એથેન્સમાં ડેમોસ્થેનીસ લોકોની મોટી મેદની સમક્ષ લડાઈ માટે ઉશ્કેરનારું ભાષણ આપે છે.)

**ડેમોસ્થેનીસ**—મારા પ્યારા એથેનિયનો ! આજે તમારી વીરતાની કસોટી થવાની છે. માતૃ-ભૂમિના છુટકારા માટે આજે તમારે મેદાને પડી મર્દ બનવાનું છે. મર્દોને આવા મોકા વારંવાર નથી મળતા; માટે ઓ ! એથેનિયનો ! તમારી વીર માતાઓની કૂખને દીપાવજો. યુદ્ધમાં સિંહ બનીને માતૃભૂમિને ઉજાળજો. એથેનિયનો ! તમને બિરદાવવાની જરૂર ન હોય. આપણા વડવાઓએ પરાક્રમો કર્યાં છે તેની કીર્તિને ઓપ ચડે એવાં પરાક્રમો આજે તમારે મેસિડોનિયનો સામે કરી બતાવવાનાં છે. જુઓ, જુઓ, આપણા પિતૃઓ તમારી

વીરતા જોવાને આકાશમાં આવી ઊભા છે. અરે ! અપ્સરાઓ તમારા કંઠમાં વરમાળ પહેરાવવાને અધીરી થઈ રહી છે.

પ્યારા એથેનિયનો ! એથેન્સ વીરભૂમિ છે, અને તમે એથેનિયનો એ વીરભૂમિનાજ વીર સંતાનો છો. તમારી દરેકની રગેરગમાં લિયોનિડાસની વીરતા વહી રહી છે.

એથેનિયન બચ્ચો લડાઈમાં પીઠ બતાવવાનું જાણતોજ નથી; એ તો સામી છાતીએજ દુશ્મનો ઉપર ધસે છે. યુદ્ધમાં મરવું, એ તો એથેનિયનને ઉત્સવ સમાન છે.

સાંભળો ! સાંભળો ! તમારા જયની નોબતો ગડગડી રહી છે. દુશ્મનો તમારે હાથે મોત માગી રહ્યા છે; ધસો, ધસો, જલદી ધસો ને દુશ્મનોને ચાંચડની જેમ ચોળી નાખો.

અહા ! એથેનિયનો ! તમે બહુ રૂડા દીસો છો. તમારાં બખ્તરના ચળકાટ ને હથિયારના ખડખડાટ તમારી હોંશ બતાવી રહ્યા છે. એક એક

એથેનિયન આજે દશ દશ મેસિડોનિયનને ભારે પડવાનો છે.

વીર એથેનિયનો ! તૈયાર છો કે ?

(મેદનીમાંથી અવાજ આવે છે–"તૈયાર છીએ, માતૃભૂમિનો જય !") જય હો, માતૃભૂમિ એથેન્સનો ! બતાવો, બતાવો, મને તમારી તેજી તલવારો ને તીણા ભાલાઓ. શત્રુના લોહીથી એ લાલ બને, તે પહેલાં મારે એનો ચળકાટ જોવો છે. (બધા એથેનિયનો તલવાર ને ભાલા ઊંચા કરે છે.)

અહા ! તેજ તેજનો અંબાર ! જાણે સૂર્ય પૃથ્વી ઉપર ઊતર્યો !

શાબાશ, એથેનિયનો ! જય હો, માતૃભૂમિનો ! વીરો ! ધસો, સામી છાતીએ ધસો. રણભૂમિ તમારી રાહ જુએ છે. યાદ રાખજો, એથેનિયનો ! તમારી પાછળ માતૃભૂમિની સહાય છે, તમારી આગળ દુશ્મનોની હાર છે, ને તમારે માથે પિતૃઓની મહેર છે.

બોલો, એથેનિયનો! માતૃભૂમિનો જય! (એથેનિયન લશ્કરમાંથીઃ "માતૃભૂમિનો જય!" એવો ગગનભેદી અવાજ થાય છે.)

બઢો, આગળ બઢો; ને તમારી તરસી તલવારોને ને ભૂખ્યા ભાલાને શત્રુઓના લોહીથી તૃપ્ત કરો. જાઓ, એથેનિયનો! તમારો જય છે. માતૃભૂમિનો જય!

("જય હો, માતૃભૂમિનો!"—એવી પ્રચંડ ગર્જના કરી આખું એથેનિયન સૈન્ય રણભૂમિ તરફ કૂચ કરે છે.)

## દેખાવ ૪ થો

(એથેન્સની બહાર થોડે છેટે મેસિડોનિયનોની છાવણીમાં એન્ટીપિટર પોતાના તંબુમાં એના સરદારો સાથે બેઠો છે.)

**એન્ટીપિટર**—આ એથેનિયનોએ તો આ વખતે ભારે ટક્કર લીધી !

**એક સરદાર**—માંડમાંડ જીત્યા છીએ ને !

**બીજો સરદાર**—આ વખતે તો તેઓ જીવ ઉપર આવીને લડતા હતા.

**ત્રીજો સરદાર**—પણ આટલું બધું બળ એમનામાં આવ્યું ક્યાંથી ?

**ચોથો સરદાર**—કહે છે, કે ડેમોસ્થેનીસે એમને ખૂબ પાનો ચડાવ્યો હતો.

**એન્ટીપિટર**—વારુ; પણ તમે શહેરમાં કબજો તો બરાબર રાખ્યો છે ને?

**એક સરદાર**—હા; નાકે નાકે સિપાઈનાં થાણાં બેસાડી દીધાં છે.

**એન્ટીપિટર**—ધ્યાન આપજો; લોકો આચિંતો હુમલો કરે એવા છે. કહે છે, કે અહીંની તો સ્ત્રીઓ પણ મર્દ જેવી છે.

**એક સરદાર**—જાપ્તો પૂરેપૂરો રાખ્યો છે. હવે કોઈ માથું ઊંચકી શકે એમ નથી.

**એન્ટીપિટર**—આપણે કેટલાને કેદ કર્યા છે?

**એક સરદાર**—૩૦૦ . ૪૦૦ ને પકડીને કેદ કર્યા છે.

**એન્ટીપિટર**—ડેમોસ્થેનીસ પકડાયો કે?

**એક સરદાર**—ના, મહારાજ! એનો હજી પત્તો લાગતો નથી.

**એન્ટીપિટર**—મેં નહોતું કહ્યું, કે ડેમોસ્થેનીસને તો છટકવા દેવાનોજ નથી? એ એથેન્સમાંજ ક્યાંઈક ભરાઈ રહ્યો હશે. બરાબર તપાસ કરી છે?

**એક સરદાર**—એથેન્સનું તો ઘરેઘર ઢૂંઢી વળ્યા છીએ, પણ કશો પત્તો હજી સુધી નથી મળ્યો.

**એન્ટીપિટર**—ત્યારે એને પકડવા માટે તમે શી વ્યવસ્થા કરી છે?

**એક સરદાર**—નાકે નાકે જાપ્તો તો રાખ્યો છે. કોઈ માણસને શહેરની બહાર કે બહારથી અંદર તપાસ કર્યા વિના જવા કે આવવા દેવામાં આવતો નથી.

**એન્ટાપિટર**—પણ એ ડેમોસ્થેનીસ એથેન્સની બહાર છટકી ચૂક્યો હશે તો?

**આર્કિયાસ**—મહારાજ! આપની આજ્ઞા હોય, તો હું એનો પત્તો મેળવવા ઊપડું.

**એન્ટીપિટર**—એમાં આજ્ઞા શી માગવી હતી? તમને હિંમત હોય, તો ઊપડો ને. કાંઈ બાતમી મળી છે?

**આર્કિયાસ**—બાતમી મેળવી લઇશ.

**એન્ટીપિટર**—તો જલદી જાઓ; વખત ગુમાવવાનું કારણ નથી. ડેમોસ્થેનીસ આપણને આ વખતે બહુ ભારે પડયો છે.

**આર્કિયાસ**—હું જાઉં છું, મહારાજ!

(આર્કિયાસ ડેમોસ્થેનીસની શોધ કરવા ઊપડે છે.)

## દેખાવ ૫ મો

( એક મંદિરમાં ડેમોસ્થેનીસ ભરાઇને બેઠો છે. આર્કિયાસ પણ પત્તો મેળવીને એજ મંદિરમાં આવી પહોંચ્યો છે.)

**આર્કિયાસ**—ડેમોસ્થેનીસ ! નાસી નાસીને તું હવે ક્યાં જઈશ ? ચાલ મારી સાથે; વચન આપું છું, કે હું તને મરવા નહિ દઉં.

**ડેમો.**—જીવવાની હવે મને પરવા નથી.

**આર્કિ.**—તો પછી એથેન્સ છોડીને નાઠો કેમ ?

**ડેમો.**—મારા એથેનિયનોને ફરી જગાડવા માટે.

**આર્કિ.**—"મારો જીવ બચાવવા માટે," એમ કહે.

**ડેમો.**—ના; એથન્સને શત્રુઓના હાથમાં જતું બચાવવા માટે.

**આર્કિ.**—હવે એ બધા ઉધામા છોડી દે; અને જીવવું હોય, તો ચાલ મારી સાથે.

**ડેમો.**—હું અહીંથી ક્યાંઈ જવાનો નથી.

**આર્કિ.**—અહીં રહેવામાં તો મોત છે.

**ડેમો.**—મોતની મને બીક નથી. લે, તારે ઘા કરવો હોય, તો કરી લે.

**આર્કિ.**—મારે તને ક્યાં મારવો છે ? અને આ તો વળી દેવમંદિર છે. અહીં મારાથી ઘા કેમજ થાય ?

ડેમો.—તો તું આવ્યો એ રસ્તે પાછો ચાલ્યો જા. હું આ મંદિર છોડીને ક્યાંઈ જવા માગતો નથી.

આર્કિ.—તો પછી મારે તને ઘસડીને બહાર કાઢવો પડશે.

ડેમો.—એમ શા માટે ?

આર્કિ.—હું તને પકડવાજ આવ્યો છું.

ડેમો.—( મનમાં ) આ માણસ મને લીધા વિના જવાનો નથી; અને પછી તો મારું મોતજ છે. દુશ્મનો મને જીવતો નહિ રહેવા દે; અને આ મંદિરમાં ભરાઈ બેસવું, ને જાન બચાવવો, એ તો નામર્દાઈજ કહેવાય. માટે લાવ, મારે હાથેજ મોતને ભેટું.

આર્કિ.—ડેમોસ્થેનીસ ! વિચાર શું કરે છે ? ચાલ મારી સાથે; જલદી કર.

ડેમો.—હા; હું આવું છું; પણ મને એક મિત્ર ઉપર પત્ર લખવા જેટલો વખત આપ.

આર્કિ.—વારુ; એ વખત આપું છું.

( ડેમોસ્થેનીસ ખડીયોકલમ લઇને કાગળ લખવા બેસે છે.)

આર્કિ.—ડેમોસ્થેનીસ ! તારી ટેવ બહુ વિચિત્ર !

ડેમો.—કેમ ?

આર્કિ.—તું કલમને મોંમાં મમળાવતો જાય છે.

ડેમો.—મને એવી ટેવજ છે.

આર્કિ.—બહુ વિચિત્ર ટેવ કહેવાય.

ડેમો.—વિચિત્ર જમાનામાં વિચિત્ર ટેવજ રાખવી જોઇએ ને ?

આર્કિ.—એમ કેમ ?

ડેમો.—નહિતર મોત બગડે; સુધરે નહિ.

આર્કિ.—આ તારી ટેવથી મોત સુધરે ? કેવી ગાંડી વાત કરે છે ?

ડેમો.—હા; મારું મોત તો સુધરી ગયું; હવે મારે દુશ્મનને હાથે મરવું નહિ પડે.

( ડેમોસ્થેનીસની આંખો ઝેરની અસરથી તણાવા લાગે છે.)

આર્કિ.—એટલે શું તેં ઝેર ખાધું ? કલમમાં ઝેર રાખ્યું હતું ? શા માટે ?

ડેમો.—દે....શ....ને........ખા....ત....ર........

( ડેમોસ્થેનીસ ઢળી પડે છે. )

**સમાપ્ત.**

ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

## : : બાલનાટકો : :

| | |
|---|---|
| સુદામો (૨ જી આવૃત્તિ) | ૦—૬—૦ |
| રાજસૂયયજ્ઞ (અંક ૧ લો) | ૦—૪—૦ |
| સીતાહરણ | ૦—૫—૦ |
| ડાહ્યું કોણ ? | ૦—૩—૦ |
| દગો | ૦—૧—૦ |
| માતાને ખોળે | ૦—૧—૩ |
| દેશને ખાતર | ૦—૧—૩ |
| રણમેદાને | ૦—૧—૦ |
| ભાઈનું બલિદાન | ૦—૧—૦ |

## : : બાલવાર્તાઓ : :

| | |
|---|---|
| બજરંગી હનુમાન | ૦—૩—૦ |
| કંસવધ | ૦—૨—૦ |


સોલ એજન્ટ્સ :

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

બુકસેલર્સ; નાણાવટ—સૂરત.

પ્રકાશક:

**જેઠાલાલ છ. ચૌધરી**

ગોપીપરું, સૂરત.

મુદ્રક:

**નારાયણરાવ એલ. નીકમ**

શંકર પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ—સૂરત.